# હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ

## એશિયા ખંડની ભૂગોળ સહિત.

૫૮૯૩

(ખાસ નવા ધોરણ પ્રમાણે ઇંગ્રેજી ૧ લા ધોરણના
વિદ્યાર્થીઓ માટે.)

પ્રસિધ્ધ કર્તા.
મણીલાલ મગનલાલ શાહ.
સારંગપુર અમદાવાદ.

આવૃત્તિ ૧ લી,



અમદાવાદ.
આર્યહિતવર્ધક પ્રિન્ટીંગ પ્રેસ.
સન ૧૮૯૩ સંવત ૧૯૫૦

કિંમત ૦—૩—૦

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

## મર્યાદા.

ભરતખંડ એ ત્રિકોણ આકારે છે. એની ઉત્તરે હિમાલય પર્વત, પશ્ચિમે સુલેમાન પર્વત, હાલા પર્વત અને અરબી સમુદ્ર, દક્ષિણે હિંદી મહાસાગર ને પૂર્વે બ્રહ્મદેશ, અને બંગાળાનો ઉપસાગર છે.

## પરદેશી રાજાઓના હુમલા.

(૧) દરાયસ હીસ્તાસ્પીસ ( દરવેશ ગુસ્તાસ્પ )—ઇ. સ. પૂ. ૫૧૮—સિંધુ નદીના કાંઠાનો મુલક જીતી તે મુલક એક હાકેમને સોંપી પાછો ગયો.

(૨) અલેકઝાન્ડર ધી ગ્રેટ (ગ્રીસનો મહાન સીકંદર )—ઇ. સ. પૂ. ૩૨૭—જેલમ નદી આગળ પોરસને હરાવીરાજ્ય પાછું આપી ચાલ્યો ગયો.

(૩) સેલ્યુકસ ( મહાન સીકંદરનો સરદાર)—ઇ. સ. પૂ. ૩૧૨—ચંદ્રગુપ્ત ઉપર સ્વારી કરી પણ તે સંધી કરી પાછો ગયો.

(૪) મહમદ કાસમ ( બસરાનો હાકેમ )—ઇ. સ. ૭૧૨—સિંધના દાહીરને હરાવી મારી નાંખી સિંધ લીધું.

( ૫ ) સુલતાન મહમદગીઝનવીની બાર સ્વારીઓ ઇ સ ૧૦૦૧થી ૧૦૨૪.

(૧) ૧૦૦૧—લાહોરના રાજા જયપાળને હરાવ્યો.
(૨) ૧૦૦૪—ભાટીઆના રાજા વિજયરાયને હરાવ્યો.
(૩) ૧૦૦૫—મુલતાનના રાજા અબદુલ ફત્તેહ લોદીને હરાવ્યો.
(૪) ૧૦૦૮—લાહોરના રાજા અનંગપાળને વૈહીન્દગઢ આગળ હરાવી નગરકોટનું દેરૂં લૂટ્યું.
(૫) ૧૦10—મુલતાનના રાજા અબદુલ ફત્તે લોદીને હરાવી કેદ કર્યો.
(૬) ૧૦૧૪—જમના ઉપરનું સ્થાનેશ્વરનું દેરૂં ભાગી લૂટ્યું.
(૭) ૧૦૧૫—કાસ્મીર ઉપર—તેમાં મહમદ હાર્યો.
(૮) ૧૦૧૯—કનોજ ઉપર—ત્યાંનો રાજા કુંવરરાય તાબે થવાથી તેની સાથે દોસ્તી બાંધી ,ત્યાંથી મથુરા જઇ તે શહેર લૂટ્યું.
(૯) ૧૦૨૨—કલિંજર ઉપર—મદદે આવેલા લાહોરના રાજા બીજા જયપાળને હરાવી લાહોર ખાલસા કર્યું.
(૧૦) ૧૦૨૩—કાસ્મીર ઉપર—એમાં ફાવ્યો નહિ.
(૧૧) ૧૦૨૩—કલિંજર તથા ગ્વાલિઅરના રાજા ઉપર—આ રાજાએ ધન આપી તેને પાછો કાઢ્યો.
(૧૨) ૧૦૨૪—સોરઠીસોમનાથ ઉપર—ગૂજરાતના રાજા ભીમદેવને હરાવી દેરૂં લૂટી મુર્તિઓ ભાગી નાંખી.

(૬) શાહબુદ્દીન ( મહમદઘોરી ) ૧૧૭૬ થી ૧૧૯૩. ૧૧૯૧ સ્થાનેશ્વર આગળ તેમાં પૃથુરાજે શાહબુદ્દીનને હરાવ્યો. ૧૧૯૩—પાણીપતના મેદાનમાં પૃથુરાજને હરાવી કુતબુદ્દીનને સૂબો બનાવ્યો.

(૭) મુગલ સરદાર જંઘીસખાન—૧૨૧૫ ને સુમારે-અસ્તમસ ઉપર કરી પણ સિંધુ નદીથી પાછો ગયો.

(૮) મુગલ સરદાર પુતલુગખાન—૧૨૯૮—અલાઉદ્દીને પોતાના સરદાર જાફરખાનની મદદથી તેને હરાવ્યો.

(૯) તૈમુર—૧૩૯૮—મહમદતઘલખ બીજાને હરાવી દિલ્હીમાં પાંચ દીવસ કતલ ચલાવી.

(૧૦) બાબર—૧૫૨૬ ઇબ્રાહીમલોદીને પાણીપતના મેદાનમાં હરાવી મુગલવંશ સ્થાપ્યો.

(૧૧) નાદીરશાહ—૧૭૩૯—મહમદશાહને કર્નાલ આગળ હરાવી દિલ્હીમાં લૂટ ચલાવી.

(૧૨) અહમદશાહદુરાની (અબદલી) ની સ્વારીઓ—૧૭૪૭થી ૧૭૬૧ તેમાં છેલ્લી સ્વારીમાં મરેઠાને પાણીપતના મેદાનમાં હરાવ્યા (૧૭૬૧).



## (૧) ગીજનીવંશ, ૯૬૨ થી ૧૧૮૬. ( ૨૨૪ વર્ષ ).

### અલપ્તગીન, ૯૬૨ થી ૯૭૬.

એના પછી એનો જમાઇ સબક્તગીન ગાદીએ આવ્યો.

### (૨) સબક્તગીન, ૯૭૬—૯૯૭.

લાહોરના રાજા જયપાળને હરાવી પેશાવર તથા લાહોર લીધાં (૯૭૭). એના પછી એનો દાશીપુત્ર મહમદ ગાદીએ આવ્યો.

### (૩) મહમદ, ૯૯૭—૧૦૩૦.

હિંદુસ્તાન ઉપર બારસ્વારીઓ. ( પાનું ૨ ) તેના વખતમાં ફીરદોશી કવીએ શાહનામું બનાવ્યું. એ બહાદુર પણ ધર્માંધ, નિર્દયને અતિશય લોભી હતો. એ વિદ્યાના કામમાં મદદ કરતો.

### (૪) મસાઉદ, ૧૦૩૦—૧૦૪૦.

### (૫) મોદુદ, ૧૦૪૦—૧૦૪૯.

(૬) **અબ્દુલહુસેન,** ૧૦૪૯—૧૦૫૧.

એને એના કાકા અબ્દુલ રસીદે પદભ્રષ્ટ કીધો.

(૭) **અબ્દુલરસીદ,** ૧૦૫૧—૧૦૫૧.

(૮) **ફેરોખ્ઝાત,** ૧૦૫૨—૧૦૫૮.

(૯) **ઈબ્રાહિમ,** ૧૦૫૮—૧૦૮૯.

(૧૦) **મસાઉદબીજો,** ૧૦૮૯—૧૧૧૪

(૧૧) **અરસલાન,** ૧૧૧૪—૧૧૧૮.

તેના ભાઇ બહેરામે પદભ્રષ્ટ કર્યો.

(૧૨) **બાહેરામ,** ૧૧૧૮—૧૧૫૨.

અલાઉદ્દીનની ચઢાઇ–ને ગીઝનીવંશની પડતી

(૧૩) **ખુશરૂ,** ૧૧૫૨—૧૧૫૯.

એણે સાત વર્ષ પંજાબમાં રાજ્ય કર્યું.

(૧૪) **ખુશરૂમલેક,** ૧૧૫૯—૧૧૮૬.

તેને શાહબુદીને પકડી તેના કુટુંબ સાથે ગીઝનીમાં કેદ કર્યો.

---

## [૨] ઘોરીવંશ, ૧૧૫૨—૧૨૧૨ [ ૬૦ વર્ષ ].

(૧) **અલાઉદ્દીન ( જહાંસોઝ )** ૧૧૫૨–૧૧૫૬.

એણે ગીઝની બાળી કતલ ચલાવી માટે તેને જહાંસોઝ કહે છે.

(૨) **સૈફુદ્દીન,** ૧૧૫૬—૧૧૫૭.

(૩) **ગ્યાસુદ્દીન,** ૧૧૫૭–૧૨૦૨

ગ્યાસુદ્દીન રાજ્યનું કામ કરતો અને તેનો ભાઇ શાહબુદીન લડાઇનું કામ કરતો. (૧) શાહબુદ્દીને નવસ્વારીઓ કરીને આખરે પૃથુરાજને પાણીપતના મેદાનમાં હરાવ્યો (૧૧૯૩). (૨) એના ગુલામ કુતબુદ્દીને ગૂજરાત લીધું (૧૧૯૫). (૩) એના સૂબા બખ્તીઆ-

૨ ખીલજીએ અયોધ્યા ને બહારપ્રાંત લીધા (૧૧૯૪).

(૪) **શાહબુદ્દીન, ૧૨૦૨–૧૨૦૬.**

(૧) એના સરદાર બખ્તીઆર ખીલજીએ બંગાળાના સેનરાજાને હરાવી બંગાળા લીધું (૧૨૦૩). (૨) ગક્કર લોકોનું બંડ તેમને શાહબુદ્દીને હરાવ્યા; પણ મધ્યરાત્રે તંબુમાં પ્રવેશ કરીને તે લોકોએ તેને મારી નાંખ્યો.

(૫) **મહમદ, ૧૨૦૬–૧૨૧૨.**

એ નબળો હોવાથી કુતબુદ્દીન નામનો ગુલામ સ્વતંત્ર થયો, અને હિંદુસ્તાનમાં પહેલ વહેલું મુસલમાની રાજ્ય સ્થપાયું.

---

## (૨) ગુલામવંશ, ૧૨૦૬–૧૨૯૦ (૮૪ વર્ષ).

(૧) **કુતબુદ્દીન, ૧૨૦૬–૧૨૧૦.**

એ હિંદુસ્તાનનો પહેલો મુસલમાની રાજા કહેવાય છે, કારણકે તેણે દિલ્હીમાં મુસલમાની રાજ્યની સ્થાપના કરી. એ જાતે ગુલામ હોવાથી આ વંશ ગુલામવંશ કહેવાય છે. (૧) એણે કુતુબમીનારો ચણાવ્યો.

(૨) **આરામ, ૧૨૧૦–૧૨૧૧.**

એના પછી એના બનેવી અલ્તમશ ગાદીએ આવ્યો.

(૩) **અલ્તમશ, ૧૨૧૧–૧૨૩૬,**

(૧) મુગલ સરદાર જંઘીસખાનની ચઢાઇ (૧૨૧૫). (૨). સિંધ તથા બંગાળા જીત્યાં (૧૨૧૫). (૩) માળવાદેશ જીતી ઉજ્જનનું મહાકાળેશ્વરનું દેરૂં ખોદી નાંખ્યું (૧૨૩૧). (૪) કુતુબમીનારો પુરો કરાવ્યો.

### (૪)રૂકનુદ્દીન,૧૨૩૬-૧૨૩૬.

તે ના લાયક હોવાથી તેની બહેન રજીઆબેગમે રાજ્ય લઇ લીધું.

### (૫) રજીઆબેગમ, ૧૨૩૬-૧૨૩૯.

હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય કર્તાઓમાં સ્ત્રી રાજ્ય કર્તામાં આ પહેલ વહેલી થઈ છે. તે કુરાન ભણેલી અને રાજ્યકામમાં હોંશીઆર હતી. પરંતુ અલ્તુનીઆ નામના ચોકીદારને લઇને તે નાશી ગઈ. આખરે બન્ને જણ પકડાયાં અને માર્યાંગયાં (૧૨૩૯).

### (૬) બહેરામ, ૧૨૩૯-૧૨૪૧.

### (૭) મસુદ, ૧૨૪૧-૧૨૪૬.

### આ બન્ને રાજ્યમાં મુગલ લોકોના હુમલા.

### (૮) નાસરૂદ્દીન, ૧૨૪૬-૧૨૬૫.

એ ફકીરી ચાલનો હતો. તે પોતાની બેગમ પાસે રંધાવી ખાતો. રાજ્યકારભાર એનો વજીર ગ્યાસુદ્દીન બુલબન ચલાવતો.(૧) તેના વજીરે કેટલાંક બંડ સમાવી રાજ્યને મજબુત કર્યું. (૨) મુગલ પાદશાહ હોલાકુખાનનો વજીર આવ્યો, તેને સારૂં માન આપ્યું.

### (૯) ગ્યાસુદ્દીન બુલબન, ૧૨૬૫-૧૨૮૭.

(૧) બંગાળામાં બંડ (૧૨૭૯). તેમાં તોગ્રલબેગને હરાવી પોતાના પુત્ર બકરાખાનને ત્યાં હાકેમ ઠરાવ્યો. (૨) મુગલો પંજાબપર ચઢી આવ્યા. તેમને શાહજાદા મહમદે હરાવ્યા (૧૨૮૬). એ ઘણો નિર્દય હતો,

### (૧૦) કૈકુબાદ,૧૨૮૭-૧૨૯૦,

એને નીઝામુદ્દીન નામનો નઠારો વજીર હતો. તેણે બાદશાહ પાસે ઘણાં ઘાતકી કામ કરાવ્યાં, તેથી તેણે જલાલુદ્દીન ખીલજીને વ-

જીર બનાવ્યો. આ નવો વજીર બાદશાહનો તથા બાળકોના પ્રાણ લે-વડાવી પોતે બાદશાહ થયો (૧૨૯૦).



## (૪) ખીલજી વંશ, ૧૨૯૦—૧૩૨૦ (૩૦ વર્ષ.)

### (૧) જલ્લાલુદ્દીન, ૧૨૯૦—૧૨૯૫.

એ દયાળુ અને ભોળો હતો. પરંતુ તેને માથે કૈકુબાદ તથા સીદીમૌલા નામના દરવેશને પારસમણી માટે મારી નાંખવાનો અપ-રાધ આવ્યો છે.

(૧) તેના ભત્રીજા અલાઉદ્દીને (કરાનોસૂબો) ભીલસાનગર લૂ-ટયું. (૨) મુગલ લોકોની ચઢાઇ અને હાર (૧૨૯૨) (૩) માળવા તથા બુંદેલખંડના બંડ સમાવ્યાં. (૪) અલાઉદ્દીને દક્ષિણ ઉપર સ્વા-રી કરી મહારાષ્ટ્રમાં દેવગીરીના રાજા રામદેવને હરાવી તે શહેર લૂ-ટી પુષ્કળ ધન આણ્યું (૧૨૯૪). (૫) તેણે જલાલુદીનને મળવા બોલાવી મારી નાંખ્યો (૧૨૯૫).

### (૨) અલાઉદ્દીન (ખુની), ૧૨૯૫—૧૩૧૫.

એણે ઘણાના પ્રાણ લીધા તેથી ખુની કહેવાય છે. (૧) ગુજ-રાતના રાજા કરણ ઘેલાને હરાવી ગૂજરાત જીત્યું (૧૨૯૭). તેની રાણી કોલાદેવીને પરણ્યો. (૨) મુગલ સરદાર પુતલુગખાનની ચઢાઇ (૧૨૯૮). આવા સાત વખત હુમલા થયા. (૩) રણથંભોરનો કિ-લ્લો લીધો (૧૩૦૦). (૪) ચીતોડ લીધું (૧૩૦૩). (૫) ગલેકકાફુરે (ખંભાતમાંથી પકડાયલો ગુલામ) માળવા, ખાનદેશ ને મહારાષ્ટ્ર લીધાં (૧૩૦૬). (૬) વરંગુલ લીધું (૧૩૦૯). (૭) કર્ણાટક લીધું (૧૩૧૦). (૮) રામેશ્વર સુધીનો મુલક જીત્યો (૧૩૧૨). તે પાદશાહ ધર્માંધ, અભિમાની, લડવૈઓ ને જુલમી હતો.

### (૩) ઉમર, ૧૩૧૫—૧૩૧૬.

કાફુરે મુબારકને મારવા મારા મોકલ્યા પરંતુ મુબારકે તેમને સમજાવ્યાથી તેમણે કાફુરને મારી નાખ્યોને ઉમરને આંધળો કર્યો.

(૪) **મુબારક, ૧૩૧૬–૧૩૨૦.**

એ દુરાચરણી હતો. ખુશરૂને રાજ્ય સોંપી પોતે મોજ મજામાં પડયો તેનું પરીણામ એ થયું કે ખુશરૂ તેને મારી પોતે રાજા થયો.

(૫) **ખુશરૂ, ૧૩૨૦–૧૩૨૦.**

તે જાતે મુસલમાન ઢેડ હતો. તેણે લોકો ઉપર ઘણો જુલમ કર્યો તેથી પંજાબમાંથી ગાઝીખાન નામના સૂબાએ આવી તેને મારી નાંખ્યો, ને ગ્યાસુદીન નામ ધારણ કરી પોતે ગાદીએ બેઠો.



# (૫) તઘલખવંશ, ૧૩૨૦–૧૪૧૪ (૯૪ વર્ષ).

## (૧) ગ્યાસુદીન પહેલો, ૧૩૨૦–૧૩૨૫.

(૧) એણે તઘલખાબાદમાં રાજ્યગાદી કરી. (૨) એના દીકરા જુમાંખાંએ વરંગુળના રાજાને તાબે કર્યો (૧૩૨૩).

## (૨) મહમદ (ગાંડો). ૧૩૨૫–૧૩૫૧.

એનાં અવિચારી કામો. (૧) ચીન તથા ઇરાન ઉપર સ્વારીઓ. (૨) દિલ્હીથી દોલતાબાદમાં રાજ્યધાની કરી. (૩) તાંબા પીતળનાં નાણાં ચલાવ્યાં. (૪) તેના ભત્રીજાએ માળવામાં બંડ કર્યું, તેથી તેની જીવતાં ચામડી ઉતરાવી (૧૩૩૮). (૫) પંજાબના સૂબાએ બંડ કર્યું તેથી તેને ગર્દન માર્યો. (૬) દાંત ઉપર કબર ચણાવી. (૭) બંગાળાનું બંડ (૧૩૪૦). (૮) કર્ણાટક તથા તેલંગણ સ્વતંત્ર થયાં (૧૩૪૪). (૯) ગૂજરાતના સૂબાએ બંડ કર્યું (૧૩૪૭). (૧૦) દક્ષિ-

ણમાં હુસેનગંગુએ બ્રાહ્મણી વંશ સ્થાપ્યો (૧૩૪૭). (૧૧) ખંડ ખોરોની પછવાડે જતાં ઠઠ્ઠામાં તે મરણ પામ્યો (૧૩૫૧).

### (૩) ફીરોજશાહ, ૧૩૫૧-૧૩૮૮.

એ બાદશાહ ઘણો દયાળુ સ્વભાવનો હતો ને તેણે ઘણા ત્રાસદાયક કરો બંધ કર્યા. તેણે કૂવા, તળાવ, ધર્મશાળાઓ તથા દવાખાનાઓ વગેરે ઘણાં લોકોપયોગી કામ કરી લોકોને સુખી કર્યાં. વળી ખેતીને સારૂ નહેરો ખોદાવી, તેમાંની જમનાની નહેર હજી સુધી છે.

### (૪) ગ્યાસુદ્દીન બીજો, ૧૩૮૮-૧૩૮૯.

### (૫) અબુબકર, ૧૩૮૯-૧૩૮૯.

### (૬) નાસરૂદ્દીન, ૧૩૮૯-૧૩૯૨.

### (૭) સીકંદર, ૧૩૯૨-૧૩૯૨.

### (૮) મહમદ બીજો, ૧૩૯૨-૧૪ ૨.

(૧) તૈમુરનો હુમલો (૧૩૯૮). દિલ્હી શહેર પાંચ દીવસ સુધી લુટયુંને કતલ ચલાવી. (૨) માળવા, ખાનદેશ, જવાનપુર વગેરેના સૂબા સ્વતંત્ર થયા.

### (૯) બાલસરદાર (દોલતખાન) ૧૪૧૨-૧૪૧૪.

એ બે વર્ષ હિંદુસ્તાનના ઇતિહાસમાં અંધેરનાં કહેવાય છે.



## સૈયદવંશ, ૧૪૧૪-૧૪૫૦ ( ૩૬ વર્ષ ).

### (૧) ખીજરખાં, ૧૪૧૪-૧૪૨૧

(૧) દોલતખાંનને હરાવી પંજાબના સૂબા ખીજરખાંન સૈયદે દિલ્હીનું રાજ્ય લીધું.

(૨) મુબારક, ૧૪૨૧–૧૪૩૩.

એને એના વજીરે મારી નાંખી તેના ભત્રિજાને ગાદી ઉપર બેસાડયો.

(૩) મહમદ, ૧૪૩૩–૧૪૪૩.

(૪) આલમ, ૧૪૪૩–૧૪૫૦

એ નાહિમત હોવાથી બહીલોલ લોદીને રાજ્ય સોંપી બદાયુનમાં રહેવા ગયો.



## (૭) લોદીવંશ, ૧૪૫૦–૧૫૨૬ (૭૬ વર્ષ).

(૧) બહીલોલ, ૧૪૫૦–૧૪૮૮.

(૧) જુવાનપુરના સુલતાનને હરાવી તેનો પ્રાંત તાબે કર્યો.

(૨) સીકંદર, ૧૪૮૮–૧૫૧૭.

એણે હિંદુ ધર્મને નુકશાન કર્યું ને રાજ્યગાદી આગ્રામાં કરી. તેના વખતમાં નાનકપંથ નીકળ્યો ને ફીરંગી આવ્યા.

(૩) ઈબ્રાહીમ, ૧૫૧૭–૧૫૨૬.

દોલતખાનના બોલવ્યાથી બાબરે આવી એને પાણીપતના મેદાનમાં હરાવી મુગલવંશ સ્થાપ્યો (૧૫૨૬).



## મુગલવંશની શરૂઆતમાં દક્ષિણ તથા ઉત્તરનાં રાજ્યોની હકીકત.

### દક્ષિણનાં સ્વતંત્ર રાજ્ય.

(૧) ચેરા (૨) ચોલા (૩) પાંડય (૪) વિજયનગર (૫) બ્રાહ્મણી. તેમાં પહેલાં ચાર હિંદુ ને છેલ્લું મુસલમાની હતું.

૫૮૯૩



(૧) ચેરા—એ રાજ્ય મ્હૈસુરની પશ્ચિમમાં હતું. તેની ગાદી તાલકદમાં હતી. તે ઇ. સ. ૨૮૮ થી ૫૦૦ સુધી રહી.

(૨) ચૌલા—એ રાજ્ય કર્ણાટકમાં હતું, ને તેની રાજ્યધાની તંજાવરમાં હતી.

(૩) પાંડય—એની રાજ્યધાની મદુરામાં હતી.

(૪) વિજયનગર—તે ઇ. સ. ૧૩૩૬ થી ૧૫૬૫ સુધી ચાલ્યું. ૧૫૬૫ માં તાલીકોટની લડાઇમાં મુસલમાની રાજાઓએ તેનો અંત આણ્યો.

(૫) બ્રાહ્મણી—એ વંશ મહમદતઘલખના સરદાર જાફરખાંએ ૧૩૪૭ માં સ્થાપ્યો. તે બ્રાહ્મણને ઘેર ગુલામ હતો, ત્યાં તેનાપર ઘણી પ્રીતિ દેખાડવામાં આવી હતી તેથી બ્રાહ્મણી વંશ નામ પાડ્યું. તે વંશ ૧૩૪૭ થી ૧૫૨૫ લગી ૧૭૮ વર્ષ ચલ્યો. તેની રાજ્યધાનીઓ ગુલબર્ગ,વરંગુળને બીડર હતી.તેના નીચે પ્રમાણે પાંચ ભાગ પડ્યા.

(૧) અદીલશાહી—અદીલશાહે વીજાપુરમાં ૧૪૮૯ માં રાજ્ય સ્થાપ્યું. તેનો ૧૬૮૭ માં ઔરંગજેબે અંત આણ્યો.

(૨) કુતુબશાહી—કુતુબશાહે ૧૫૧૨ માં ગોવળકોંડામાં સ્થાપ્યું. તેનો ૧૬૮૭ માં ઔરંગજેબે અંત આણ્યો

(૩) નીઝામશાહી—નીઝામશાહે ૧૪૯૦ માં અહમદનગરમાં રાજ્ય સ્થાપ્યું તેનો શાહજાંહે ૧૬૩૭ માં અંત આણ્યો.

(૪) ઇમાદશાહી—ઇમાદશાહે ઇલીચપુરમા ૧૪૮૮ માં રાજ્ય સ્થાપ્યું. તે ૧૫૭૪ માં નીઝામશાહી રાજ્યે જીતી લીધું.

(૫) બરીદશાહી—બરીદશાહે ૧૪૯૮ માં બીડરમાં રાજ્ય સ્થાપ્યું. ૧૬૫૭ માં ઔરંગજેબે તાબે કીધું.

## ઉત્તર હિંદનાં સ્વતંત્ર રાજ્ય.

(૧) **બંગાળા**–૧૩૪૦માં ફક્રુદ્દીને સ્થાપ્યું. તે ૧૫૭૬ માં અકબરે ખાલસા કર્યું.

(૨) **માળવા**—દીલાવરખાંએ ૧૪૦૧ માં સ્થાપ્યું. તે ૧૫૩૧ માં ગૂજરાતના રાજા બહાદુરશાહે જીત્યું.

(૩) **ગૂજરાત**–૧૪૦૩ માં જાફરખાંએ સ્થાપ્યું. તે ૧૫૭૩ માં અકબરે જીત્યું. તે વંશના અહમદશાહ પહેલાએ ૧૪૧૧ માં અમદાવાદ વસાવ્યું.

(૪) **જુવાનપુર**–૧૩૯૩ માં ક્વાજાજહાને સ્થાપ્યું તે બહીલોલ લોદીએ ૧૪૭૪ માં જીત્યું.

(૫) **રજપુત રાજ્યો**–ચીતોડ, જોધપુર, જયપુર વગેરે. આ રાજ્યો તઘલખ વંશના ફીરોજુદ્દીન રાજાના રાજ્યમાં સ્વતંત્ર થયાં તે મુગલોએ સર કર્યાં.



## (૮) શુરવંશ, ૧૫૪૦–૧૫૫૬ ( ૧૬ વર્ષ ).

### (૧) **શીરશાહ**, ૧૫૪૦—૧૫૪૫.

(૧) હુમાયુને કનોજ આગળ હરાવી પોતે રાજા થયો (૧૫૪૦). (૨) રાયસેનના કિલ્લાના રજપુતોને કપટથી માર્યા. (૩) કલિંજરના ઘેરામાં દારૂખાનું સળગવાથી બળી મુઓ (૧૫૪૫).

### (૨) **સલીમશાહ**, ૧૫૪૫—૧૫૫૩,

### (૩) **અદીલશાહ**, ૧૫૫૩—૧૫૫૬.

(૧) બંગાળા, માળવા અને પંજાબના સુબા સ્વતંત્ર થયા. (૨) હુમાયુએ રાજ્યગાદી પાછી છીનવી લીધી (૧૫૫૬).



## (૯) મુગલવંશ, ૧૫૨૬—૧૮૫૭ ( ૩૩૧ વર્ષ ).

### (૧) બાબર, ૧૫૨૬—૧૫૩૦.

એ ૧૪૮૨ માં જન્મ્યો હતો. એ તૈમુરથી છઠ્ઠો પુરૂષ હતો. ૧૫૦૪ માં કાબુલનું રાજ્ય લીધું ને પછી પંજાબના સૂબા દોલતખાનના બોલાવવાથી હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી, ઇબ્રાહીમલોદીને પાણીપતના મેદાનમાં ૧૫૨૬ માં હરાવી મુગલરાજ્ય સ્થાપ્યું. [૧] ફત્તેપુરસીકરી આગળ મેવાડના રાણાસંગને હરાવ્યો (૧૫૨૭). (૨) ચંદેરીને ઘેરો ઘાલી તેના રાજા મેદનીરાયને હરાવ્યો (૧૫૨૮). (૩) બંગાળાને બહાર જીત્યાં (૧૫૨૯).

### (૨) હુમાયુ, ૧૫૩૦—૧૫૫૬.

એને ત્રણ ભાઇ હતા. કામરાન, હીંદાલ ને મીરઅસ્કરી. (૧) ગૂજરાતના રાજા બહાદુરશાહને મંદેસર આગળ હરાવ્યો (૧૫૩૫). (૨) ચાંપાનેર જીત્યું (૧૫૩૫). (૩) અફઘાન સરદાર શીરશાહે બંડ કરી બંગાળા તથા બહાર જીત્યાં (૧૫૩૯). (૪) શીરશાહે હુમાયુને બકસર આગળ હરાવ્યો (૧૫૩૯). (૫) શીરશાહે હુમાયુને કનોજ આગળ હરાવી કાઢી મૂકયો (૧૫૪૦). (૬) હુમાયુ ઉમરકોટ નાશી ગયો, ત્યાં એની રાણી હમીદાએ અકબરને જન્મ આપ્યો (૧૫૪૨). (૭) ઇરાનના રાજા શાહતમસ્પની મદદથી રાજ્ય જીતી લીધું (૧૫૫૫). (૮) પોતાના મહેલની સીડીપરથી પડી મરણ પામ્યો (૧૫૫૬).

### (૩) અકબર, ૧૫૫૬—૧૬૦૫

(૧) પાણીપતના મેદાનમાં બહેરામે હેમુને હરાવ્યો (૧૫૫૬). (૨) બહેરામના હાથમાંથી રાજ્ય વહીવટ લઇ પોતાના નામની દુવાઇ

ફેરવી (૧૫૬૦). આથી બહેરામે ઉશ્કેરાઇ બંડ કરયું પણ તેને હરાવીમાફી આપી. ત્યાંથી તે મક્કે હજ કરવા નીકળ્યો. રસ્તામાં તેને તેના પઠાણ દુશ્મને મારી નાંખ્યો. (૩) રજપુત રાજાઓને મુગલ પાદશાહીના તાબેદાર કર્યા (૧૫૬૦-૧૫૬૮). (૪) એના ભાઇ હકીમની પંજાબપર સ્વારી (૧૫૬૬). (૫) ગુજરાતમાં ઝઘડો (૧૫૭૨). (૬) ગુજરાત ત્રીજા મુજફરને હરાવી જોડી દીધું (૧૫૭૩). (૭) ટોડરમલે ઓઢીઆ પ્રાંત જીત્યો (૧૫૭૩). (૮) બંગાળા દાઉદને હરાવી જીતી લીધુ (૧૫૭૬). (૯) કાબુલ મળ્યું (૧૫૮૫). (૧૦) કાશ્મીર જીત્યું ૧૫૮૬). (૧૧) સિંધ જીત્યું (૧૫૯૨). (૧૨) કંદહાર જીત્યું (૧૫૯૪). (૧૩) શાહજાદા મુરાદની અહમદનગર ઉપર સ્વારી (૧૫૯૫). (૧૪) અકબરે પોતે અહમદનગર ઉપર ચઢાઇ કરી, અને ત્યાંની રાણી ચાંદબીબીને તેનાજ લશ્કરે દગાથી મારી નાંખવાથી તેતાબે થયું (૧૫૯૯). (૧૫) ટોડરમલ્લ અને માનસીંહે યુસફજી લોકના સરદાર જલાલને હરાવી તેઓને વશકીધા (૧૬૦૦). (૧૬) ખાનદેશ સરકીધું (૧૬૦૧).

એને ત્રણ પુત્ર હતા. મુરાદ, દાનીઆલને સલીમ. તેમાંના પહેલા બે અનુક્રમે ( ૧૫૯૯ ) ને ( ૧૬૦૪ ) માં મરણ પામ્યા હતા. એના વખતમાં મુખ્ય પુરૂષો ટોડરમલ (તસુલાત ખાતાનો ઉપરી), માનસીંહ (સેનાપતિ), અબુલફઝલ અને ફેઇજી (મુખ્ય કવીઓ), બીરબલ અને તાનસેન હતા. અકબર બહાદુર, ઉદાર, ક્ષમાવાન, ચંચળ અને ઉદ્યોગી હતો. વળી તે મીતાહારી, સાદો અને બહુ માયાળુ હતો. તે હિંદુ તથા મુસલમાનોને સરખા ગણતો ને મોટા મોટા હોદ્દા આપી રાજી રાખતો, તેણે જયપુર તથા

જોધપુરની કન્યાઓ લીધી. જુલમી વેરા બંધ કરયા અને બાળલગ્ન તથા સતી થવાના ચાલ અટકાવ્યા. સર્વને મરજી મુજબ ધર્મ પાળવાની છૂટ આપી. એણે જમાબંધીનો મૂળ પાયો નાખ્યો. તેના વખતમાં અબુલફઝલે આઇન અકબરીનુ પુસ્તક બનાવ્યું છે.

## (૪) જહાંગીર (સલામ), ૧૬૦૫–૧૬૨૭.

એને ખુશરૂ, ખુરમ (શાહજહાં), પરવીઝ, અને શહેરીઆર, એ ચાર પુત્ર હતા. (૧) દક્ષિણમાં વસુલાત બાંધનાર મલીક અમ્બરનામનો સરદાર સ્વતંત્ર થયો (૧૬૧૦). (૨) નૂરજહાં નામની ઈરાનથી આવેલી એક રૂપાળી સ્ત્રી જોડે જહાંગીરે [અકબરના વખતમાં પરણવાની કોશીશ કીધી, પણ અકબરને એ વાત પસંદ નહિં પડવાથી શેર અફઘાન નામના સરદાર સાથે પરણાવી. આ માણસને મરાવી જહાંગીરે તેની સાથે લગ્ન કીધું (૧૬૧૧). (૩) ખુરમે (શાહજાંહ) ઉદેપુરના રાણા અમરસીંહને હરાવ્યો (૧૬૧૪). (૪) સરટૉમસરો નામનો ઇંગ્રેજ વેપારની પરવાનગી માટે હિંદુસ્તાનમાં આવ્યો (૧૬૧૫). (૫) શાહજાંહે મલીકઅમ્બર સાથે મળી જઈ બંડ કર્યું ને જહાંગીરને જેલમ નદી આગળ ઘેરી લીધો (૧૬૨૬). તે ત્યાંથી છૂટી કાશ્મીર ગયો જ્યાં તે મરણ પામ્યો (૧૬૨૭).

## (૫) શાહજાંહ (ખુરમ), ૧૬૨૭–-૧૬૫૮.

(૧) એણે મોહોબતખાન તથા અસોફખાનની મદદથી ગાદી લીધી (૧૬૨૭). (૨) માળવાના સુબા ખાનજહાનલોદીએ બંડ કરયું પણ તે માર્યો ગયો (૧૬૨૯). (૩) અહમદનગર તથા ઇલીચપુર જીત્યાં(૧૬૩૬). (૪) બલ્ક ને કંદહાર જીત્યાં (૧૬૩૭). (૫) ફીરંગીનાં

થાણાં લૂંટયાં (૧૬૩૭). [૬] ઇરાનીઓએ કંદહાર પ્રાંત મુગલાઇરાજ્ય માંથી છૂટો પાડયો (૧૬૫૩). (૭) બીડર લીધું (૧૬૫૭). (૮) કાશી, આગ્રા, ને ઉજ્જનની લઢાઇઓ (૧૬૫૭) (૯)તેને દારા, સુજા, મુરાદ અને ઔરંગઝેબ [આલમગીર] એ ચાર પુત્ર હતા. તેમાંના ઔરંગઝેબે તેને પદભ્રષ્ટ કરી બંધીખાને નાંખ્યો (૧૬૫૮). જ્યાં તે મરણ પામ્યો (૧૬૬૬).

એણે આગ્રામાં તાજમહેલ અને દિલ્હીમાં રાજમહેલ તથા જુમામસજીદ બંધાવ્યાં છે. વળી પોતાને બેસવા રત્નજડીત મયૂરાસન બનાવ્યું.

(૬) **ઔરંગઝેબ ( આલમગીર ૧ પહેલો ) ૧૬૫૮—૧૭૦૭.**

(૧) પોતાના ભાઇ દારાને મારી નાંખ્યો [૧૬૫૯]. [૨] સુજાને આરાકાનમાં નસાડી મૂકયો જ્યાં તે મરણ પામ્યો (૧૬૬૦). [૩] મુરાદ તથા દારાના કુંવર સુલેમાનનું રણ [૧૬૬૧]. [૪] આસામપર મીરજુમલાની સ્વારી (૧૬૬૨). (૫) દક્ષિણમાં શીવાજીએ બળવો ઉઠાવી રાજ્યપદ ધારણ કીધું (૧૬૬૪). પરંતુ તેને દિલ્હી બોલાવી નજરકેદ કર્યો. ત્યાંથી તે કપટથી નાશી છૂટયો (૧૬૬૫). (૬) સતનરામી પંથના લોકોનું નારોળ આગળ બંડ (૧૬૭૬). (૭ જજીઆવેરો ફરી શરૂ કર્યો (૧૬૭૭). (૮) ઉદેપુરના રાણા રાજસીંહ ઉપર સ્વારી કરી, પણ નહિ ફાવવાથી સલાહ કરી (૧૬૮૧). (૯) બીજાપુર લીધું (૧૬૮૭). (૧૦) ગોવળકોંડા લીધું (૧૬૮૮). (૧૧) જીંજીગઢ લીધો (૧૬૯૮). (૧૨) સતારા લીધું (૧૭૦૧).

ઔરંગઝેબ પણ અકબરની માફકઉદ્યોગી, ડાહ્યો ને બહાદુર હતો, ને રાજ્યની ઉપજ વધારી. પરંતુ વહેમી હોવાથી તેણે પોતાના બાપને કેદમાં નાંખ્યો અને ભાઇઓના ખુન કર્યાં. ને ધર્માંધ હોવાથી

હિંદુઓ તરફ દ્વેશ રાખી વર્તતો ને જુલમી કર નાંખી દુઃખ દેતો. જો તેણે બન્ને જાતોને સરખી રીતે ગણી હોત ને પોતાના ભાઇઓ-નાં ખુન નહિ કરયાં હોતતો તે અકબરના જેવો સારો રાજા ગણાત.

(૭) **બહાદુરશાહ (શાહઆલમ પહેલો), ૧૭૦૭-૧૭૧૨.**

(૧) તેણે જુલફીકરખાનની મદદથી ભાઇઓને મારી ગાદી મેળવી. (૨) શીખ લોકોનું બંડ (૧૭૧૦).

(૮) **જહાંદારશાહ, ૧૭૧૨-૧૭૧૩.**

(૧) આગ્રાની લડાઇમાં તેના ભત્રીજા ફરૂખશીરે તેને સૈયદોની મદદથી હરાવી મારી નાંખ્યો (૧૭૧૩).

(૯) **ફરૂખશીર, ૧૭૧૩-૧૭૧૯.**

(૧) તેણે સૈયદ હુસેન તથા અબદુલ્લાની મદદથી ગાદી મેળવી (૧૭૧૩). (૨) શીખ સરદાર બંદુએ પંજાબમાં બંડ કર્યું તેથી તેને ઘાતકીપણે મારી નાંખ્યો (૧૭૧૬). (૩) ડૉકટર હૅમીલ્ટને તેનો રોગ મટાડયો તેથી કેટલોક મુલક કમ્પનીને આપ્યો (૧૭૧૬). (૪) સૈયદોએ ખટપટ થવાથી તેને મારી નાંખી વારા ફરતી ત્રણ બાળકોને ગાદીએ બેસાડ્યા (૧૭૧૯).આથી બન્ને રાજા બનાવનારાઓ કહેવાય છે.

(૧૦) **રફીઉદ્દોલા, ૧૭૧૯-૧૭૧૯.**

(૧૧) **રફીઉદ્દરજાત, ૧૭૧૯-૧૭૧૯.**

(૧૨) **મહમદશાહ, ૧૭૧૯-૧૭૪૮.**

(૧) શાહપુર આગળ નીઝામોએ સૈયદોને હરાવ્યા (૧૭૨૦). (૨) નીઝામઉલમુલ્ક દક્ષિણમાં સ્વતંત્ર થયો (૧૭૨૪). (૩) નાદીરશાહે કર્નાલ આગળ મુગલોને હરાવ્યા ને મયૂરાસન લઇ ગયો (૧૭૩૯).

(૪) મરેઠાઓએ માળવા પ્રાંત જીત્યો (૧૭૪૩). (૫) અહમદશાહ અબદલ્લી (દુરાની) ની પહેલી સ્વારી (૧૭૪૭).

(૧૩) અહમદશાહ, ૧૭૪૮–૧૭૫૪.

(૧) રોહીલાનુ બંડ ને તેનું સમાવું (૧૭૫૦–૧૭૫૧) (૨) અહમદ દુરાનીની બીજી સ્વારી ને તેની હાર (૧૭૫૨). (૩) એને ગાજીઉદ્દીને આંધળો કરી મારી નાંખ્યો (૧૭૫૪).

(૧૪) આલમગીર બીજો, ૧૭૫૪–૧૭૫૯.

(૧) અહમદદુરાનીની ત્રીજી સ્વારી, અને દિલ્હી તથા મથુરાની લૂટ (૧૭૫૬). (૨) અહમદ દુરાનીની ચોથી સ્વારી (૧૭૫૯).

(૧૫) શાહઆલમ બીજો, ૧૭૫૯–૧૮૦૬.

(૧) અહમદદુરાનીની પાંચમી સ્વારી ને પાણીપતની લડાઇ (૧૭૬૧). (૨) તે શરૂઆતમાં અંગ્રેજને તાબે રહ્યો, પછી સિંધીઆને તાબે ગયો, પરંતુ લાર્ડલેકે તેને છોડાવ્યો (૧૮૦૩). (૩) ગુલામ કાદરે તેને આંધળો કર્યો, ને તેજ સાલમાં તે મરણ પામ્યો (૧૮૦૬).

(૧૬) અકબર બીજો, ૧૮૦૬–૧૮૩૭.

(૧૭) મહમદ બહાદુરશાહ, ૧૮૩૭–૧૮૫૭.

(૧) ૧૮૫૭ ના બળવામાં તે સામેલ હોવાથી ઈંગ્રેજ લોકોએ તેને રંગુનમાં કેદ રાખ્યો (૧૮૫૮). (૨) ત્યાં તે મરી ગયો (૧૮૬૨). મુગલવંશ મુસલમાની વંશમાં વધારેમાં વધારે એટલે ( ૩૩૨ વર્ષ ) ચાલ્યો. તેમાં સર્વથી શ્રેષ્ઠ રાજા અકબર થયો.

## [૧૦] મરેઠી વંશ, ૧૬૬૪–૧૮૪૮ (૧૮૪ વર્ષ).

(૧) શીવાજી, ૧૬૬૪–૧૬૮૦.

(૧) મરેઠી વંશના સ્થાપનાર શાહજીના દીકરા શીવાજીનો જન્મ (૧૬૨૭). (૨) અફઝલખાનનું ખુન (૧૬૫૯). (૩) ઔરંગઝેબના મામા સઇસ્તખાનને રાતની વખત જખમી કરી નસાડયો (૧૬૬૨). (૪) પહેલી વાર સુરત લૂટયું (૧૬૬૩). (૫) રાજ્યપદ ધારણ કર્યું (૧૬૬૪). ઔરંગઝેબે દિલ્હી બોલાવી તેને તથા તેના દીકરા શંભાજીને કપટથી કેદ કર્યાં, પણ યુક્તિથી છૂટી તે સાધુને વેશે દક્ષિણ આવ્યો (૧૬૬૫). (૭) બીજીવાર સુરત લૂટયું (૧૬૭૦). (૮) રાયગઢમાં રાજ્યાભિષેક કરાવી સોનાનુ દાન આપ્યું (૧૬૭૪). (૯) કર્ણાટક સુધીનો મુલક જીત્યો (૧૬૭૬). તે સ્વદેશાભિમાની, અને બહાદુર હતો. ને તેના શરીરનો બાંધો ઠીંગણોને મજબૂત હતો.

## (૨) શંભાજી, ૧૬૮૦–૧૬૮૯.

(૧) તેણે ગાદીએ આવી પોતાના સગાં વહાલાંને મારી નાંખ્યાં. (૨) કલુશા નામના દુરાચારી બ્રાહ્મણ જોડે વ્યસનમાં પડવાથી ઔરંગઝેબે બન્નેને પકડાવી મારી નંખાવ્યા (૧૬૮૯).

## (૩) રાજારામ, ૧૬૮૯–૧૭૦૦.

ઔરંગઝેબે જીંજીગઢ ઘેર્યો તેમાંથી રાજારામ લાંચ આપી નાઠો (૧૭૦૦).

## (૪) શીવાજી બીજો, ૧૭૦૦–૧૭૦૮

તે નાનો હોવાથી તેની મા તારાબાઇ રાજ્ય ચલાવતી હતી. આ વખત શંભાજીના દીકરા શાહુએ આવી [illegible] હરાવી ગાદી લઇ લીધી. તેથી તારાબાઇએ કોલાપુરમાં રાજ્ય સ્થાપ્યું. આ પ્રમાણે મરેઠી રાજ્યની બે શાખા થઇ. (૧) સતારા (૨) કોલાપુર.

## (૫) શાહુ પહેલો, ૧૭૦૮–૧૭૪૮.

(૧) એ મોજ[illegible] બાળાજી વિશ્વનાથને કારભાર સોંપ્યો, ને ત્યા[illegible]

### (૬) રામરાજા, ૧૭૪૮-૧૭૭૭.

(૧) સતારાની આસપાસનો મુલક પોતે તાબે રાખી રાજય ઉપરથી હક ઉઠાવ્યો. આ વખતથી પેશ્વાની ગાદી પુનામાં થઇ (૧૭૫૧). (૨) તે અપુત્ર મરણ પામવાથી તેનો દત્તક પુત્ર ગાદીએ આવ્યો (૧૭૭૭).

### (૭) શાહુ બીજો, ૧૭૭૭-૧૮૧૮.

(૧) પેશ્વાની સત્તામાંથી છૂટો થવાને તેણે તોફાન મચાવ્યું, તેથી તેને પેશ્વાએ કેદ કર્યો (૧૮૦૧).

### (૮) પ્રતાપસીંહ (બાળાસાહેબ), ૧૮૧૮-૧૮૪૦.

(૧) એના ઉપર ફીતુરનો વહેમ આવવાથી તેને અંગ્રેજે પદભ્રષ્ટ કરી એના ભાઇને ગાદી આપી.

### (૯) શાહુજી (આપાસાહેબ), ૧૮૪૦-૧૮૪૮.

(૧) એ અપુત્ર મરી જવાથી એના વંશજોને પેન્શન બાંધી આપ્યું. એ રીતે સતારાની શાખા બંધ પડી, ને કોલ્હાપુરની શાખા હજુ સુધી ચાલે છે.



## (૧૧) પેશ્વાવંશ, ૧૭૧૪—૧૮૧૮ [૧૦૪ વર્ષ].

### (૧) બાલાજી વિશ્વનાથ, ૧૭૧૪-૧૭૨૦.

એ બ્રાહ્મણ હતો ને પોતાની બુદ્ધિથી શાહુના વખતમાં પ્રધાન થયો. (૧) દિલ્હી જઇ મરેઠી સત્તાનો વધારો કરયો અને દક્ષિણની ચોથ લેવાની પરવાનગી લીધી (૧૭૧૯).

### (૨) બાજીરાવ, (બલ્લાલ), ૧૭૨૦-૧૭૪૦.

(૧) ડભોઇની લડાઇમાં ત્રિંબકરાવ ડાભાડેને હરાવીને તેના બાળકને સૂબો બનાવ્યો. (૨) માળવાપ્રાંત તથા નર્મદાથી ચંબલ લગી

નો દેશ દિલ્હીની ગાદીમાંથી છૂટો પાડયો (૧૭૩૪). (૩) ફીરંગી પાસેથી વસાઇ લીધું (૧૭૩૯). એના વખતમાં નીચે પ્રમાણે મુખ્ય મરેઠી સત્તાઓ જોરપર આવી (૧) મલ્હારરાવ હોલ્કર--ઇંદોર. (૨) રાણોજીસિંધીઆ—ગ્વાલિયર. (૩) પીલાજી ગાયકવાડ—વડોદરા. (૪) ફતેસીંગ ભોંસલે—વરાડ

## (૩) બાલાજી બીજો, ૧૭૪૦–૧૭૬૧.

(૧) પેશ્વાની ગાદી પુનાગાં થઇ (૧૭૫૧). (૨) મ્હૈસુરના રાજા તથા કર્ણાટકના નવાબ પાસેથી ખંડણી લીધી (૧૭૫૭). (૩) ઉદ્‌ગીરની લડાઇમાં સલાબતજંગ તથા નીઝામની હાર (૧૭૬૦). (૪) પેશ્વાના ભાઇ રઘુનાથરાવે પંજાબ ઉપર ચઢાઇ કરી, તેથી અહમદશાહ અબ્દલ્લીએ પાંચમી વખત હિંદુસ્તાન ઉપર સ્વારી કરી ને મરેઠા સરદાર સદાશીવરાવ તથા વિશ્વાસરાવને પાણીપતના મેદાનમાં હરાવ્યા. આથી પેશ્વાનું મરણ થયું (૧૭૬૧).

## (૪) માધવરાવ, ૧૭૬૧–૧૭૭૨.

(૧) એ નાની ઉમરનો હોવાથી રાજ્યનો કારભાર તેનો કાકો રાઘોબા કરતો. (૨) મ્હૈસુર ઉપર સ્વારી કરી હૈદર પાસેથી દંડલીધો (૧૭૬૫ ને ૧૭૬૭). (૩) ચેરકુલ્લી આગળ હૈદરને હરાવ્યો ને કેટલીક સરતો કબુલ કરાવી (૧૭૭૨).

## (૫) નારાયણરાવ, ૧૭૭૨—૧૭૭૪.

એ નાનો હોવાથી રાઘોબા કારભાર કરતો. તે સીવાય સખારામ બાપુ મુખ્ય પ્રધાન, તથા નાનાફડનવીસ મુખ્ય અમલદાર હતા. (૧) રાજ્યને માટે રાઘોબાની દુષ્ટ સ્ત્રી આનંદીબાઇએ તેનું ખુન કરાવ્યુ, પરંતુ તેવામાં તેની સ્ત્રીને પુત્ર થવાથી મરેઠા સરદારોએ સવાઇ માધવરાવ એ નામથી તેને પેશ્વા નીમ્યો. આથી પહેલો મરેઠી વિગ્રહ શરૂ થયો.

(૬) સવાઇ માધવરાવ, ૧૭૭૪–૧૭૯૫.

(૧) પહેલો મરેઠી વિગ્રહ(૧૭૭૫–૧૭૮૨). સુરતનું તહનામું (૧૭૭૫). પુરંધરનું તહનામું (૧૭૭૬).વારગામનું તહનામું (૧૭૭૯). સાલબાઇનું તહનામું (૧૭૮૨). આ છેલ્લા તહનામાથી ઇંગ્રેજને સાષ્ટી વગેરે બેટ મળ્યા ને રાઘોબાને પેન્શન આપવામાં આવ્યું. આ રીતે પહેલા મરેઠી વિગ્રહનો અંત આવ્યો (૧૭૮૨). (૨) કુર્દલાની લઢાઇમાં મરેઠાઓએ નીઝામને હરાવ્યો (૧૭૯૫). (૩) નાના ફડનવીસથી કંટાળી તેણે આપઘાત કર્યો (૧૭૯૫).

(૭) બાજીરાવ બીજો, ૧૭૯૫–૧૮૧૮.

સવાઇ માધવરાવને દીકરો નહિ હોવાથી રાઘોબાના દીકરા બાજીરાવને પેશ્વાઇ મળી. એ મૂર્ખને બાયલો હતો. (૧) નાનાફડનવીસનું મૃત્યુ ને પેશ્વાની પડતી (૧૮૦૦). (૨) વસાઇનું તહનામું (૧૮૦૨). (૩) બીજો મરેઠી વિગ્રહ, ઇંગ્રેજ અને સિંધીઆ તથા ભોંસલેની વચ્ચે (૧૮૦૩). એ વિગ્રહમાં દિલ્હી, આગ્રા, લાસ્વારી, અસાઇ અને આરગામની લઢાઇઓ થઇ. (૪) ત્રીજો મરેઠી વિગ્રહ, જસવંતરાવ હોલ્કર અને ઇંગ્રેજની વચ્ચે (૧૮૦૪) એમાં ડીગ અને ફરકાબાદની લઢાઇઓ થઇ. (૫)પેશ્વાએ કાવતરાં કરવાથી પેશ્વા અને ઈંગ્રેજ વચ્ચે ચોથો મરેઠી વિગ્રહ થયો (૧૮૧૭થી ૧૮૧૮). એમાં ખડકી, કોરેગામ, નાગપુર, માહીદપુર, જબલપુર અને આષ્ટીની લઢાઇઓ થઇ. છેવટે પેશ્વા હાર્યો ને તેને પેન્શન બાંધી આપી તેનો મુલક ખાલસા કર્યો (૧૮૧૮).

## યુરોપી પ્રજાનું ભરતખંડમાં આગમન.

---

### પોર્તુગીઝ.

યુરોપથી જે પ્રજાઓ હિંદુસ્તાનમાં વેપારને અર્થે આવી તે-માં પોર્તુગીઝ પહેલા હતા. પોર્તુગાલનો વાસ્કોડીગામા કેપ ઑફ ગુડહોપને રસ્તે થઇ હિંદુસ્તાનની દક્ષિણે કાલીકટ બંદરે આવ્યો (૧૪૯૮). તે વખતે કાલીકટનો રાજા ઝામોરીન હતો. તેણે તેને પ્રથમ માન આપ્યું, પણ પછવાડેથી અણબનાવ થયો. વાસ્કોડીગામા ૧૪૯૯ માં પાછો ગયો ને ૧૫૦૨ માં ફરીથી આવ્યો. તે વખત ઝામોરીનને હરાવ્યો. પછી આલ્બુકર્ક નામે પરાક્રમી અને ચતુર સરદાર વાઇસરૉય થઇ હિંદમાં આવ્યો (૧૫૦૮). તેના સમયમાં તેમનું રાજ્ય પુરૂં જોસપર આવ્યું. તેણે ગોવા તથા બીજી ઘણી જગાઓ લઇ રાજ્ય મજબુત કરયું. પણ છેવટે તેને પોર્તુગાલના રાજાએ બરતરફ કરી પાછો બોલાવી લીધો (૧૫૧૫). સોલમા સૈકાની આખરે તેમની પડતી થઇ. હાલ તેમને તાબે દીવ, દમણ ને ગોવા છે.

### વલંદા.

પોર્તુગીઝનો લાભ જોઇ વલંદા (ડચ) લોકો લલચાયા. તેઓ યુરોપના હોલાંડ દેશના રહેવાશી છે. તેઓએ પોર્તુગીઝનું આમ્બોયના બંદર સર કરયું (૧૬૦૫). અને બીજાં ઘણાં બંદર અને ટાપુઓ સર કરયા. તેઓએ પોતાની રાજ્યધાની ચીન્સુરામાં કરી. તેમણે એક કંપની સ્થાપી, તેનું નામ ઇસ્ટ ઇન્ડીયા કમ્પની હતું. તે લોકોએ હિંદુસ્તાનની ખટપટમાં ઝાઝો ભાગ લીધો નથી. તેઓ બહુ અદેખા હતા ને દેશી પ્રજાપર હેત રાખતા નહિ આથી આખરે તેમની પડતી થઇ ને તેમનાં ઘણાં થાણાં ઇંગ્રેજે તાબે કર્યાં.

### ઇંગ્રેજ.

ઇંગ્રેજે ઇસ્ટ ઇન્ડીયા કમ્પની સ્થાપી (૧૬૦૦). તેને ત્યાંની

રાણી ઇલીઝાબેથે એક સનદ કરી આપી. એ કમ્પનીનાં વહાણુ પહેલાં સુરતમાં આવ્યાં ને તેમની પહેલી વખાર સુરતમાં થઇ (૧૬૧૫). ઇંગ્રેજનો વેપાર ખૂબ વધ્યો. યુરોપી લોક એક બીજાને કનડતા હતા તેમ છતાં ઈંગ્રેજનું જોર વધ્યું, ને તેઓએ એક પછી એક મદ્રાસ, મુંબઇ અને બંગાળામાં કોઠીઓ ઘાલી.

## ફ્રેન્ચ.

ઇંગ્રેજની પછી ફ્રેન્ચ આવ્યા ને ફ્રાન્સની પણ ઇસ્ટ ઇન્ડીયા કમ્પની સ્થપાઇ. તેઓની પહેલી કોઠી સુરતમાં થઈ. એ પ્રજાનો વેપાર સુરતની આબાદાનીથી ખૂબ વધ્યો. એ લોકને ઇંગ્રેજ લોક વચ્ચે વિગ્રહ થયા, તેનું વર્ણન નીચે આપવામાં આવ્યું છે.

## કર્ણાટકમાં લઢાઈ.

એ પ્રજા માંહો માંહે ખૂબ લડતી અને પોતાનું કામ કાઢી લેતી. હૈદ્રાબાદનો નીઝામ નીઝામુલમુલ્ક મરી ગયો (૧૭૪૮). તેની ગાદીએ તેનો પુત્ર મુજફ્ફર વારસ હતો. પણ જામદારખાનુ બીજા પુત્ર નાશીરજંગને હાથ આવ્યાથી તે ગાદીપતી થયો. વળી એજ અરસામાં કર્ણાટકનો નવાબ દોસ્તઅલ્લી ગરણુ પામ્યો, ને તેની ગાદીએ અન્વરૂદીન બેઠો.

આ બન્ને ગાદીના નવા હક્દાર મુજફ્ફર અને ચંદા સાહેબે દુપ્લીની મદદ માગી. તેઓએ મળી કર્ણાટકના ખરા નવાબ અન્વરૂદીનને આંબૂરની લઢાઇમાં હરાવ્યો ને માર્યો (૧૭૫૦). નાશીરજંગ અને અન્વરૂદીનના છોકરા મહમદઅલ્લીએ ઈંગ્રેજની મદદ માગી. દુપ્લીએ ઈંગ્રેજને હરાવ્યા અને દક્ષિણની સૂબેદારી તેને વશ કર્યાથી તે બહુફુલાઇ ગયો. એટલામાં ક્લાઇવ તેનો અહંકાર તોડનાર અને હિંદુસ્તાનમાં ઈંગ્રેજી પાયો નાંખનાર મદ્રાસમાં પેદા થયો. ક્લાઇવ એક પચીસ વર્ષનો જુવાન માણસ પ્રથમ વેપાર ખાતામાં હતેણ તો.

પોતાની બદલી લશ્કરી ખાતામાં કરાવી હતી. યુદ્ધકળામાં તે બહુ ચંચળ અને દુપ્લીના જેવો ચતુર, યુક્તિવાન અને કપટી હતો. તે ત્રણ દીવસમાં દેવીકોટા જીતવામાં પ્રખ્યાત થયો. એણે એકાએક આર્કોટને ઘેરો ઘાલ્યો (૧૭૫૧). ચંદા સાહેબ નાઠો ને તેણે પોતાના છોકરા રાજાસાહેબને મોકલ્યો. તેને કલાઇવે આર્ની આગળ હરાવ્યો (૧૭૫૧), અને બીજીવાર કાવેરીપાક આગળ હરાવ્યો (૧૭૫૨). એમ ફતેહ પામતો એ આગળ ચાલ્યો અને દુપ્લીની હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપવાની ધારણા ઉંધી વાળી. દુપ્લીની ફોજે ત્રિચિનાપલ્લીને ઘેરો ઘાલ્યો (૧૭૫૨), પણ દુપ્લીને લૉરેન્સે હરાવ્યો. દુપ્લીને આખરે સ્વદેશ બોલાવી લીધો. ત્યાં તે દરીદ્ર અવસ્થા ભોગવી મરણ પામ્યો. પછી ફ્રેંચ સરદાર લાલી અને બુશીએ વાંદીવાશને ઘેરો ઘાલ્યો (૧૭૫૯). ત્યાં યુદ્ધ થયું તેમાં ફ્રેંચ હાર્યા ને બુશી પકડાયો. ત્યાર પછી હિંદુસ્તાનમાં ફ્રેંચ સત્તાની સમાપ્તિ થઇ.

## બંગાળા.

ત્યાર પછી કલાઇવ બંગાળા જીતવામાં રોકાયો. તે વખતે સુરાજઉદૌલા રાજ્ય કરતો હતો, તેણે તર્કટ કરી ઇંગ્રેજોને હાંકી કાઢવાનો ઇરાદો કર્યો. તેણે કાશીમ બજારના ઇંગ્રેજોને નજીવા કારણથી લૂટ્યા ને, ફૉર્ટવીલીયમ ઉપર ઘેરો ઘાલી ૧૪૬ ઇંગ્રેજોને એક અંધારી કોટડીમાં (બ્લૅકહોલ) પૂર્યા. તેમાંથી બીજે દીવસે સવારે માત્ર ૨૩ માણસ જીવતા નીકળ્યા. પણ કલાઇવને ખબર પડતાંજ તેની સામે ધસી આવીને પ્લાસીના રણમાં તેને મોટી હાની સાથે હરાવ્યો (૧૭૫૭). તેની ગાદી મીરજાફરને આપી પણ તેનાથી બરોબર રાજ્ય ન ચલાવાયાથી મીરકાસમને ગાદી આપી તે મીરકાસમ કડક મિજાજનો તથા માથાનો ફરેલો હતો. પણ તેને ૧૭૬૩ માં ઘેરી-

આના રણમાં હરાવ્યો. મીરકાસમ નાશી અયોધ્યે ગયો ને નવાબ સુજાઉદૌલાને મળ્યો. તે બન્નેએ પાદશાહ શાહઆલમની મદદથી પ ટણા ઉપર હલ્લો કર્યો પણ હાર્યા. ફરીથી તેમને બક્સર આગળ મેજર ગનરોએ હરાવ્યા (૧૭૬૪). મીરકાસમ નાશી ગયો ને પાદશાહ તથા નવાબ શરણે આવ્યા. આ વખત મીરજાફરને ફરીથી ગાદીએ બેસા ડયો; પણ તે ૧૭૬૫ માં મરી ગયો તેની ગાદીએ તેનો છોકરો ન ઝીમઉદૌલા બેઠો. પણ તેણે પેન્શન લઇ રાજ્ય વહીવટ અંગ્રેજોને સોંપ્યો.



## (૧૨) ગવર્નર, ૧૭૫૮—૧૭૭૪ [૧૬ વર્ષ].

### લૉર્ડક્લાઇવ, ૧૭૫૮—૧૭૬૭.

(૧) ચીન્સુરા આગળ વલંદાને હરાવ્યા (૧૭૫૯). (૨) ફ્રે ન્ચ સરદાર લાલી તથા બુશીને કુટ સાહેબે વાન્દીવાશ આગળ હરાવ્યા (૧૭૫૮). (૩) બંગાળાની ગાદી ઉપરથી મીરજાફરને ઉઠાડી મીર-કાસમને બેસાડયો. (૪) મીરકાસમને ઘેરીઆ આગળ હરાવ્યો. (૧૭૬૩). (૫) અયોધ્યાના નવાબ સુજાઉદૌલા અને મીરકાસમ વગે-રેને મનરો સાહેબે પટણા તથા બકસર આગળ હરાવ્યા (૧૭૬૧ તથા ૧૭૬૪). ક્લાઇવ શૂરવીર, લડવૈયો અને ચતુર હતો, પણ ઘ-ણો દગાખોર હતો.

### (૨) હૅરીવેરેલ્સ્ટ, ૧૭૬૭—૧૭૬૯.

(૧) પહેલો મ્હૈસુર વિગ્રહ, અંગ્રેજ અને હૈદર વચ્ચે (૧૭૬૭ થી ૧૭૬૯). એમાં અંબૂર, ત્રિનોમાલી અને ચંગામની લડાઇઓ થ-ઈ (૧૭૬૭).

### (૩) જૉનકાર્ટીઅર, ૧૭૬૯—૧૭૭૨.

(૧) મદ્રાસનું તહનામું (૧૭૬૯).

(૪) વૉરન હેસ્ટીંગ્સ, ૧૭૭૨–૧૭૭૪.

(૧) રોહીલાઓડે યુદ્ધ [૧૭૭૪]. [૨] રેગ્યુલેટીંગ એક્ટ (૧૭૭૪). જેની રૂએ તે પ્રથમ ગવર્નર જનરલ થયો.



## [૧૩] ગવર્નર જનરલ, ૧૭૭૪–૧૮૫૮ (૮૪ વર્ષ).

### (૧) વૉરન હેસ્ટીંગ્સ, ૧૭૭૪—૧૭૮૫.

(૧) પહેલો મરેઠી વિગ્રહ (૧૭૭૫થી૧૭૮૨). (૨) કલકત્તાના બ્રાહ્મણ નંદકુમારને ફાંસીદીધી (૧૭૭૬). (૩) મ્હૈસુરનો બીજો વિગ્રહ, ઇંગ્રેજ અને હૈદર તથા એના છોકરા ટીપુવચ્ચે (૧૭૮૦ થી ૧૭૮૪) એમાં પોલીલોરચિલાંબ્રમ, પોર્ટેનોવો, પોલીસેરબીજી, શોલિંગર અને પનિઆનીની લઢાઇઓ થઇ. (૪) હૈદરનું મરણ (૧૭૮૨). [૫] કાશીના રાજા ચૈયતસીંગ અને અયોધ્યાની બે મો પાસેથી જોર જુલમથી નાણું કઢાવ્યાં [૧૭૮૧—૧૭૮૨) (૬) ફૉક્સનુ બીલ (૧૭૮૩). (૭) પીટ્ટનું બીલ (૧૭૮૪). (૮) માંગલોરનું તહનામું (૧૭૮૪).

### (૨) સરજૉન મૅકફર્સન ૧૯૮૫—૧૭૮૬ [એકટીંગ].

### (૩) લૉર્ડકાર્નવૉલીસ, ૧૭૮૬-૧૭૯૩.

(૧) સરકારપ્રાંત ઇંગ્રેજને નીઝામે આપ્યો (૧૭૮૮). (૨) ગાનડા, કુર્ગ અને મલબારપર ટીપુની ચઢાઇ (૧૭૮૮). (૩) ત્રાવણકોર ઉપર ટીપુનો હલ્લો (૧૭૮૯). (૪) બીજો મ્હૈસુર વિગ્રહ. ઇંગ્રેજ અને ટીપુની વચ્ચે (૧૭૯૦થી૧૭૯૨). એમાં અરિકેરાની લઢાઇ

